૫૫૬

॥ ॐ ॥

# ॥ श्रीउपदेशग्रंथावली ॥

## अंक पांचमो.

## ॥ मानवकर्तव्य. ॥

આ મોહમયી ભોમીપર પૂર્વના પુણ્યવશાત્ જેને મનુષ્યજન્મની પ્રાપ્તિ થઈ છે, તેનું, સત્શાસ્ત્ર અને સત્પુરુષોના વિચારપ્રમાણે મુખ્ય કર્તવ્ય શું છે તે વિચારીએ.

પર્વતાદિથી વૃક્ષનો, વૃક્ષથી કીટનો, કીટથી પક્ષીનો પક્ષીથી પશુનો ને પશુથી મનુષ્યનો જન્મ શ્રેષ્ઠ ગણાય છે; ને તેમાં પણ સહજપણે સાત્વિક વિચ-

શાકે ૧૮૬૬, આષાઢશુક્લપૌર્ણમાસી-વ્યાસપૂજનોત્સવ.
વિનામૂલ્યે આપવા પ્રકટ કરનાર,
ઘેલાભાઈ ભગવાનદાસ.,
જેતપુર-કાઠિયાવાડ.

અમદાવાદ—"ગુજરાત ગેઝેટ" પ્રે.

તેમાં રહી શકાય તથા સ્વલ્પ પ્રયત્ને ધર્મકા
સાધી શકાય એવા આ ભરતખંડમાં મનુષ્યનો જન
પ્રાપ્ત થવો એ અતિ દુર્લભ મનાયછે. આ
દેશમાં એવા દુર્લભ માનવજન્મને પામી મા
અવશ્ય પોતાના મુખ્ય કર્તવ્યને જાણી તેને
કરવા યત્ન કરવો જોઇએ. માણુસોની પ્રકૃતિ
ની ભિન્નતાને લીધે જનસમૂહમાં નાનાપ્રકારના
ર્તવ્યો મનાય છે. તે બધાં કર્તવ્યોમાં પોતાનાં દુઃખો
ની નિવૃત્તિનો ને આનંદની પ્રાપ્તિનો હેતુ પ્રકટ
કે અપ્રકટપણે રહેલો હોયછે. આ નિયમે જોત
જે કર્તવ્યની સમાપ્તિએ સમગ્ર પ્રાપ્ત કરવા યોગ્ય
ની પ્રાપ્તિ થઇ જતી હોય ને સમગ્ર ત્યજવા યોગ્યને
ત્યાગ થઈ જતો હોય અર્થાત્ જેવડે પરમાનંદ
નિત્ય પ્રાપ્તિ ને ત્રિવિધ તાપોની અત્યંત નિ
થઈ જતી હોય તે અને તેનાં અવાંતર સાધનો
મુખ્ય કર્તવ્યમાં ગણવાં જોઇએ.

પુરૂષ ચાર પ્રકારના છે; પામર, વિષયી, જિ

ને મુક્ત. તેમાં પામર તો પૂર્વના પાપમય સંસ્કારોને લીધે શાસ્ત્રના જ્ઞાનથી રહિત છે, તેથી ઉચિતાનુચિત વિષયભોગમાં નિમગ્ન રહે છે, વિષયીને થોડુંઘણું વ્યાવહારિક શાસ્ત્રજ્ઞાન છે, પણ તે આ લોક પરલોકના વિષયો સંપાદન કરવામાં જ ઉદ્યમી છે, ને મુક્ત તો કૃતાર્થ છે, એટલે તેને કાંઇ પણ કરવું શેષ રહ્યું નથી. પરિશેષથી જિજ્ઞાસુ જ પોતાનું વાસ્તવિક કર્તવ્ય શું છે, તેનો વિચાર કરવાને યોગ્ય છે, તે જિજ્ઞાસુને નીચે પ્રમાણે વિચાર થાય છેઃ—

જેનાં શરીરો વજ્રનાં જેવાં કઠિણ હતાં તેને પણ બળવાન્ કાળ ભક્ષણ કરી ગયો તો કેળના ગર્ભ જેવાં મનુષ્યનાં કોમળ શરીરોને તે શીઘ્રજ ભક્ષણ કરી જશે, એમાં શું આશ્ચર્ય ? લોકો, બિલાડીની પેઠે આનંદિત થઇ વિષય સુખોનો દૂધની પેઠે સ્વાદ લે છે, પરંતુ લાકડીના મારને દેખતા નથી, અર્થાત્ વિષયસુખ ભોગવીને આનંદ તો

માને છે, પરંતુ જન્માંતરમાં નરકમાં પડવાના સંકટથી ડરતા નથી. મનુષ્યનું શરીર, પાણીના પરપોટા જેવું ક્ષણભંગુર ને ધજાના પૂછડા જેવું ચંચળ છે. લાવણ્ય, સ્ત્રી ને પરિવારાદિ પણ અનિત્ય છે. યૌવન હાથીના કાનજેવું ચંચળ છે. સ્વામીપણું સ્વપ્નના જેવું મિથ્યા છે. ને લક્ષ્મી વિજળીના જેવી ચપળ છે. નાના પ્રકારનાં શાસ્ત્રો જાણનારા, મંત્રયંત્રાદિની ક્રિયા જાણનારા, જ્યોતિષ્વિદ્યા જાણનારા ને વૈદ્યવિદ્યા જાણનારા પણ બળવાન્ કાળથી પરાભવ પામ્યા છે. નાના પ્રકારનાં શસ્ત્રોવાળા બળવાન્ યોદ્ધાઓથી વીંટાયેલા, મદઝર હાથીઓવાળા, ને વિલક્ષણ અશ્વ તથા રથવાળા સમર્થ રાજાઓ પણ કાળના ઝપાટાથી બચવા પામ્યા નથી. માણસ એકલો જ ઉત્પન્ન થાય છે, એકલો જ મરણ પામે છે, એકલો જ કર્મ કરેછે, અને એકલો જ તેનું ફળ ભોગવેછે. ઘણા કષ્ટે ઉપાર્જન કરેલ ધનાદિ પદાર્થોનાં સ્ત્રી, પુત્ર,

ભાઇ ને મિત્રાદિ ભોક્તા થાય છે, ને કરેલ પાપ કર્મનાં દુઃખરૂપ ફળ તો કરનાર એકલો જ ભોગવે છે. અનિત્ય શરીર કે જે જીવની સાથે ચાલનારૂં નથી, તેને માટે જીવો કેટલા હેરાન થાયછે, તથા દીનપણું અંગીકાર કરે છે? આત્મા દેહથી ભિન્ન છે, તો પછી દેહનું લાલનપાલન કરવામાં જ શા માટે સમગ્ર સમય ખોવો જોઇએ? જેમ મીઠાના અગરમાં પડેલો પદાર્થ મીઠું થઈ જાય છે, તેમ આ શરીરમાં જે કાંઇ આહાર પડે છે; તે સર્વ મળરૂપ થઈ જાય છે, એવી આ કાયા અપવિત્ર છે. એવા શરીરમાં મમતા કરવી એ મૂર્ખતા છે. વિષયસુખ અનિત્ય છે. જ્યારે વિષય-સુખ થાય છે. ત્યારે પણ અવશ્ય તેની સાથે કોઇ ગુપ્ત દુઃખ રહેછે. અને પરિણામમાં વિનાશી સુખ દુઃખનું કારણ છે. આવી રીતે વિષયસુખ દુઃખથી ઘેરાયેલું છે, માટે દુઃખરૂપ છે; અને દુઃખની નિ-વૃત્તિ લૌકિક ઉપાયથી થતી નથી, કેમકે જે ઉપાય

કરેછે, તેનાં પણ બધાં દુઃખો નિવૃત્ત થતાં નથી. અને કદિ નિવૃત્ત થાય છે, તો પાછાં પુનઃ થાય છે. વળી જ્યાંસુધી શરીર રહે ત્યાંસુધી દુઃખની નિવૃત્તિ સંભવે પણ નહિ. કેમકે સર્વ શરીરોની ઉત્પત્તિ પુણ્યપાપથી થાય છે. મનુષ્યશરીર તો મિશ્રિત કર્મનું ફળ પ્રસિદ્ધ છે, અને દેવશરીર પણ મિશ્રિત કર્મનું જ ફળ છે, જો કેવળ પુણ્યનું ફળ દેવશરીર હોય તો પોતાનાથી અધિક અન્ય દેવોની વિભૂતિ જોઈને દેવતાઓને જે તાપ થાયછે, તે ન થવો જોઇએ. સર્વ દેવોમાં મુખ્ય જે ઇંદ્ર તેને પણ અનેક દૈત્યદાનવનાં ભયજન્ય દુઃખ શાસ્ત્રમાં કહ્યાંછે. જો દેવશરીર કેવળ પુણ્યનુંજ ફળ હોય તો દેવતાઓને દુઃખ ન થવું જોઇએ. માટે દેવશરીર પણ પુણ્યપાપ બંનેનું ફળ છે, તેમજ તિર્યક્ તથા પશુપક્ષીનાં શરીરો પણ મિશ્રિત કર્મનાં ફળ છે. તેમને જે પ્રસિદ્ધ દુઃખ છે, તે તો પાપનું ફળ છે, ને મૈથુનાદિકનું સુખ છે, તે પુણ્યનું ફળ છે. આવી રીતે

સર્વ શરીર પુણ્યપાપરચિત છે. અને પાપનું ફળ દુઃખ છે, માટે શરીર રહે ત્યાંસુધી દુઃખની નિવૃત્તિ થાય નહિ; તે શરીર ધર્મ અને અધર્મનું ફળ છે, તેની નિવૃત્તિવિના શરીરની નિવૃત્તિ થાય નહિ, કેમકે વર્તમાન શરીર દૂર થયાથી પણ પુણ્યપાપથી બીજું શરીર થશે. માટે પુણ્યપાપની નિવૃત્તિવિના શરીરની નિવૃત્તિ થાય નહિ, તે પુણ્યપાપ રાગદ્વેષના નાશવિના દૂર થાય નહિ, કેમકે વર્તમાન પુણ્યપાપની ભોગથી નિવૃત્તિ થયા છતાં પણ રાગદ્વેષથી બીજાં પુણ્યપાપ થશે, માટે રાગદ્વેષની નિવૃત્તિવિના પુણ્યપાપ દૂર થાય નહિ. તે રાગદ્વેષ અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાનથી ઉપજેછે. જેવિષે અનુકૂલજ્ઞાન થાય તેવિષે રાગ થાય છે, ને જેવિષે પ્રતિકૂલ જ્ઞાન થાય તે વિષે દ્વેષ થાયછે. માટે અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાનની નિવૃત્તિવિના રાગદ્વેષની નિવૃત્તિ થાય નહિ. તે અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાન ભેદજ્ઞાનથી થાયછે. કેમકે જે વસ્તુને પોતાના સ્વરૂપથી ભિન્ન જાણે, તેનેવિષે અનુકૂલ-

જ્ઞાન તથા પ્રતિકૂલજ્ઞાન થાયછે. પોતાના સ્વરૂપમાં અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાન થાય નહિ. પોતાનું સ્વરૂપ સુખનું અથવા દુઃખનું સાધન નથી. જોકે સુખરૂપ છે, તથાપિ સુખનું સાધન નથી. માટે જે વસ્તુ સ્વરૂપથી ભિન્ન જાણીછે, તેવિષે અનુકૂલ-જ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાન થાયછે. આવી રીતે પદાર્થોવિષે પોતાનાથી જે ભેદજ્ઞાન તે અનુકૂલજ્ઞાન અને પ્રતિકૂલજ્ઞાનનો હેતુ છે. તે ભેદજ્ઞાનની નિવૃત્તિ-વિના અનુકૂલજ્ઞાન પ્રતિકૂલજ્ઞાનની નિવૃત્તિ થાય નહિ. તે ભેદજ્ઞાન અવિદ્યાજન્ય છે. આવી રીતે સંપૂર્ણ દુઃખનું કારણ સ્વરૂપનું અજ્ઞાન છે, તે સ્વ-રૂપનું અજ્ઞાન સ્વરૂપના જ્ઞાનવિના દૂર થાય નહિ. કેમકે જે વસ્તુનું અજ્ઞાન હોય તે તેના જ્ઞાનથી દૂર થાયછે, અન્યથી નહિ. જેમ રજ્જુનું અજ્ઞાન રજ્જુ-ના જ્ઞાનથી દૂર થાયછે, અન્યથી નહિ. માટે સ્વરૂપનું જ્ઞાન જ અજ્ઞાનની નિવૃત્તિદ્વારા દુઃખની નિવૃત્તિનું કારણ છે. અને સ્વરૂપના જ્ઞાનથી બ્રહ્મની પ્રાપ્તિ

થાયછે. તે બ્રહ્મ નિત્ય છે, અને આનંદસ્વરૂપ છે. દુઃખસંબંધથી રહિત છે. માટે સ્વરૂપજ્ઞાનથી નિત્ય અને દુઃખના સંબંધથી રહિત જે બ્રહ્મસ્વરૂપ આનંદ તેની પ્રાપ્તિ પણ થાયછે. આવી રીતે દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિનું કારણ સ્વરૂપજ્ઞાન છે. માટે સ્વરૂપ જાણવાયોગ્ય છે.

સાધારણ રીતે માણસો પોતાના શરીરની તથા મનની પ્રકૃતિના સ્વરૂપને યથાવત્ જાણી શકતાં નથી, અર્થાત્ પોતાના શરીરમાં વાત, પિત્ત કે કફ એ ત્રણમાંનો કયો દોષ પ્રધાન છે, તથા મનમાં સત્ત્વ, રજસ્ ને તમસ્ એ ત્રણ ગુણમાંનો કયો ગુણ પ્રધાન છે, તેમ જ કર્માશયમાં વર્તમાનમાં ફળ દેવાને ઉદ્‌ભૂત થયેલા, થોડા કાળપછી ફળ દેવાને ઉદ્‌ભૂત થનારા ને દીર્ઘકાળ પછી ફળ દેવાને ઉદ્‌ભૂત થનારા યોગ્યાયોગ્ય સંસ્કાર કેટલા ને કેવા કેવા છે, તે જાણતાં નથી, આમ હોવાથી માણસ પોતે જ પોતાના કર્તવ્યનું તથા તેને સિદ્ધ કરવાના યોગ્ય સાધનોનું

યથાર્થ સ્વરૂપ જાણી શકે નહિ એ સ્પષ્ટ જ છે. જેમ પોતાના શરીરમાં રહેલા વાતાદિ દોષોના તારતમ્યને, ઉત્પન્ન થયેલા રોગનાં કારણોને તથા તે રોગના શમનના વાસ્તવિક ઉપાયોને નહિ જાણનાર રોગીને પોતાના રોગની નિવૃત્તિમાટે તથા આરોગ્યની પ્રાપ્તિમાટે વૈદ્યવિદ્યામાં કુશળ તથા અનુભવી વૈદનો આશ્રય લેવો જોઇએ, તેમ અધિકારી મનુષ્યે પણ પ્રથમ શ્રોત્રિય (સચ્છાસ્ત્રના સિદ્ધાંતને જાણનારાને યુક્તિપ્રયુક્તિવડે જિજ્ઞાસુના મનના સન્દેહોનું નિવારણ કરવાના સામર્થ્યવાળા)ને બ્રહ્મનિષ્ઠ (વ્યાપકચિદાત્માના સાક્ષાત્કારવાળા તથા તેને જ સર્વોત્તમ માનનારા) એવા શ્રીસદ્ગુરુને શરણે જવું જોઇએ. સદ્ગુરુ એ શબ્દ પણ બ્રહ્મનિષ્ઠપણાનો તથા શ્રોત્રિયપણાનો જ બોધક છે. તે આ રીતેઃ—સદ્ગુરુ એ શબ્દના ત્રણ વિભાગ છે, સત્, ગુ ને રૂ. સત્ એટલે ત્રણે કાળમાં જેનો બાધ થતો નથી એવી નિત્ય વસ્તુ જે બ્રહ્મ

તેનો જેને સાક્ષાત્કાર છે એવા અર્થાત્ બ્રહ્મનિષ્ઠ: ને ગુ એટલે શિષ્યના હૃદયમાં રહેલ અજ્ઞાનરૂપ અંધકાર તથા રૂ એટલે હણનાર અર્થાત્ શિષ્યના હૃદયમાં રહેલા સંશયવિપર્યયને યુક્તિપ્રયુક્તિવડે છેદન કરવાના સામર્થ્યવાળા—શ્રોત્રિય. **तद्विज्ञानार्थं स गुरु मेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** । (તે બ્રહ્મનું વિજ્ઞાન મેળવવા તે અધિકારીમનુષ્ય હાથમાં યથાશક્તિ ભેટ લઇને શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂને શરણે જાય.) એ શ્રુતિમાં તથા **तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥** (જ્ઞાનવિજ્ઞાનયુક્ત મહાત્માને નમ્રતાથી પ્રણામ કરી, ઉપયોગી યોગ્ય પ્રશ્નો કરી, તથા તેમની શ્રદ્ધાભક્તિથી સેવા કરી તે જ્ઞાનને જાણ. શ્રોત્રિય

અને બ્રહ્મનિષ્ઠ એવા આચાર્ય તને જ્ઞાનનો ઉપદેશ કરશે. ) એ સ્મૃતિમાં પણ એમ જ કહ્યું છે. એવા સત્પુરૂષથી સાધકને અતિ મુલ્યવાન્ જે બ્રહ્મવિદ્યા તે પ્રાપ્ત કરવાની છે, માટે તેવા મહાત્મા પુરૂષના સત્કારમાટે અધિકારીએ **समित्पाणि** થઇને જવું એમ શ્રુતિમાં કહ્યુંછે, આચાર્યસમીપ સમિત્પાણિ થઇને જનાર અધિકારી પોતાના હૃદયમાં બ્રહ્મવિદ્યાનું મહત્ત્વ સમજે છે, એમ સમિત્પાણિ થઇને જવારૂપ બાહ્યક્રિયાથી તે સૂચવેછે ને ખાલી હાથે જનાર તેનું માહાત્મ્ય સમજતો નથી, એમ રિક્તપાણિરૂપ બાહ્યક્રિયાથી તે દર્શાવેછે. દેહાભિમાનીને, પ્રશ્ન નહિ કરનારને તથા સેવારહિતને પણ તત્ત્વપ્રાપ્તિનો અસંભવ હોવાથી સ્મૃતિમાં **प्रणिपातेन परिप्रश्नेन** ને **सेवया** એમ ત્રણ સાધનનો સમુચ્ચય કહ્યોછે.

આચાર્યપદને યોગ્ય પૂર્વોક્ત શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ

મહાપુરૂષમાં નીચેની છવિશ પ્રકારની દૈવીસંપત્તિ તથા જ્ઞાનનાં વિશ સાધનો સ્વભાવસિદ્ધ રહેલાં હોયછે:—

“अभयंसत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानंदमश्चयज्ञश्चस्वाध्यायस्तपआर्जवम् ॥१॥
अहिंसासत्यमक्रोधस्त्यागःशांतिरपैशुनम् ।
दयाभूतेष्वलोलुप्त्वंमार्दवंह्रीरचापलम् ॥२॥
तेजःक्षमाधृतिःशौचमद्रोहोनातिमानिता ।
भवंतिसंपदंदैवीमभिजातस्य भारत ॥३॥

**ભાવાર્થ:**—ભયરહિતપણું, અંતઃકરણની નિર્મળતા, જ્ઞાન અને યોગમાં સ્થિતિ, સત્પાત્રને શ્રદ્ધાભક્તિપૂર્વક યથાશક્તિ અન્નાદિ પદાર્થ આપવા, કર્મેંદ્રિયોને તથા જ્ઞાનેંદ્રિયોને તેમના નિષિદ્ધ વિષયોથી રોકવી, શ્રુતિમાં તથા સ્મૃતિમાં કર્તવ્યરૂપે કહેલ યાગ કરવા, વેદાદિનું અધ્યયન કરવું, શરીર

વાણી અને મનને રાજસીતામસી ક્રિયામાંથી રોકવાં, સરલપણું રાખવું, શરીર વાણી અને મનથી કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, અનર્થને નહિ ઉપજાવનાર તથા યથાર્થ અર્થનો બોધ કરનાર એવું વચન સર્વદા કહેવું, વેર વાળવાની વૃત્તિને રોકવી, કનકકાંતામાં અદીનતા રાખવી, મનની સ્થિરતા રાખવી, પાછવાડે કોઈની નિંદા ન કરવી, પ્રાણિઓપર દયા રાખવી, ભોગનું સામર્થ્યપણું છતાં પણ વિષયોની સમીપતામાં ઈંદ્રિયોને અવિક્રિયપણે રાખવી, ક્રૂર સ્વભાવથી રહિતપણું રાખવું, અકાર્યમાં લોકલજ્જા રાખવી, વાણી હાથ તથા પગ ઈત્યાદિ ઈંદ્રિયોને પ્રયોજનવિના ક્રિયારહિત રાખવી, સ્ત્રીબાળકાદિ મૂઢ જનોથી પરાભવને ન પામવું, વેર વાળવાની વૃત્તિનો અભાવ રાખવો, દેહેંદ્રિયોને વ્યાકુળ થવાના પ્રસંગમાં તેમને વ્યાકુળ નહિ થવા દેવાનું સામર્થ્ય રાખવું, મનની તથા શરીરની શુદ્ધિ રાખવી, અદ્રોહ રાખવો, ને અત્યંત પૂજ્યપણાની

ભાવનાથી રહિતપણું રાખવું એ છવિશ પ્રકારની દૈવીસંપત્તિ ભવિષ્યમાં જેનું શ્રેય થવાનું છે, તેને જ પ્રાપ્ત થાયછે. જ્ઞાનનાં વિશ સાધનોનાં નામ નીચે પ્રમાણેઃ—

अमानित्वमदंभित्वमहिंसाक्षांतिरार्जवम् ।
आचार्योपासनंशौचंस्थैर्यमात्मविनिग्रहः ॥
इंद्रियार्थेषु वैराग्य मनहंकार एवच ।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥
असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यंचसमचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयिचानन्ययोगेनभक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वंतत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमितिप्रोक्तमज्ञानंयदतोन्यथा ॥

**ભાવાર્થ:**—માનરહિતપણું, દંભરહિતપણું, અહિંસા, દુષ્ટ પુરૂષોના અપરાધને નિર્વિકારપણે સહન કરવા, કુટિલપણાનો અભાવ, બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનાર શ્રીસદ્દગુરૂનું શ્રદ્ધાભક્તિપૂર્વક સેવન, પવિત્રતા, મોક્ષના સાધનોમાં પ્રવૃત્ત થયાપછી અનેક પ્રકારનાં વિઘ્નો આવ્યા છતાં પણ તે ઉદ્યમનો પરિત્યાગ નહિ કરતાં પુનઃ પુનઃ પ્રયત્નનું અધિકપણું, શરીર તથા ઇંદ્રિયોને કુમાર્ગે નહિ જવા દેતાં મોક્ષના માર્ગમાં જોડી રાખવાં, ઇંદ્રિયોના દિવ્ય અને અદિવ્ય વિષયોમાં અસ્પૃહા, હું સર્વથી શ્રેષ્ઠ છું એવી રીતિના ગર્વથી રહિતપણું, જન્મ મૃત્યુ જરા ને વ્યાધિનાં દુઃખો અને દોષો એમને વારંવાર જોવાં, પુત્ર સ્ત્રી ઘર દ્રવ્ય ને દાસ આદિ સર્વ માયિક પદાર્થોમાં આ પદાર્થો મારાં છે એમ અભિમાનપૂર્વક પ્રીતિ ન કરવી, સ્ત્રીપુત્રાદિ પદાર્થોમાં આ પદાર્થ હું જ છું એવી અભેદભાવનાથી પ્રીતિ ન કરવી, પ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં હર્ષ ન કરવો અને

અપ્રિય પદાર્થોની પ્રાપ્તિમાં શોક ન કરવો, અનન્ય યોગવડે અવ્યભિચારિણી મારામાં ભક્તિ, એકાંત સ્થળનું સેવન, આત્મજ્ઞાનથી વિમુખ તથા વિષયભોગના લંપટપણાની વાતો કરનારા બહિર્મુખ વિષયી જનોની સભામાં અપ્રીતિ, આત્મ તથા અનાત્મના જ્ઞાનમાં અત્યંત નિષ્ઠા રાખવી ને આત્મજ્ઞાનના મોક્ષરૂપ પ્રયોજનને પુનઃ પુનઃ વિચાર કરીને જોવું, એ સર્વ જ્ઞાન એવા નામથી કહેવાયછે, ને એથી વિપરીત એ અજ્ઞાન કહેવાયછે.

થોડે પ્રયત્ને સિદ્ધ થનારાં વ્યાવહારિક કાર્યોમાં પણ તે તે ક્રિયામાં નિપુણતા મેળવવા ઇચ્છનારને તે તે ક્રિયામાં જે નિપુણ પુરૂષ હોય તેની પાસેથી તેનો અનુભવ મેળવવો પડેછે. એમ ન કરે તો તે તે કાર્ય સારી રીતે કરી શકતો નથી. તો અતિ પ્રયત્ને સિદ્ધ થનાર પારમાર્થિક કાર્યમાં તે કાર્યમાં નિપુણતા મેળવવામાટે તે વિષયમાં કુશલ મહા પુરૂષની સાધકને સહાય લેવી પડે તેમાં

શું આશ્ચર્ય? તાત્પર્ય એ કે બ્રહ્મવિદ્યા સંપાદન કરી કૃતાર્થ થવા ઇચ્છનાર જિજ્ઞાસુને બ્રહ્મવિદ્ મહા પુરૂષના આશ્રયની આવશ્યકતા છે. 'ગુરૂવિના જ્ઞાન મળતું નથી' એ પ્રસિદ્ધ લોકકથનથી પણ એ વાત જ સિદ્ધ થાયછે. જેઓ ગુરૂની આવશ્યકતા માનતા નથી, તથા ગુરૂકૃપાવિના માત્ર પુરૂષાર્થથીજ કાર્યસિદ્ધિ માનેછે, તેઓમાંનો ઘણો ભાગ બહુધા દાંભિક, ને અહંકારગ્રસ્ત હોયછે. ને તેમના એવા નિર્ણયની ઉત્પત્તિ પૂર્વાપરના વિચારથી નહિ, કિંતુ પૂર્વના કુસંસ્કારથી થયેલી હોય છે.

આપાતદૃષ્ટિથી પંચીકરણાદિ વેદાંતના ગ્રંથો વાંચી જવાથી કે સાંભળી જવાથી કાંઇ બ્રહ્મવિદ્ થવાતું નથી. ને એમ થાય તો અત્યુત્તમ બ્રહ્મવિદ્યાનું માહાત્મ્ય જે સચ્છાસ્ત્રો બહુ બહુ વર્ણે છે, તે ઉન્મત્તપ્રલાપતુલ્ય જ થાય. વસ્તુનું મૂલ્ય, બહુધા તેને પ્રાપ્ત કરવાના શ્રમાદિના પ્રમાણમાં જોવામાં આવેછે. એક આનાના મૂલ્યનું કે બે આનાના મૂ-

લ્યનું વેદાંતનું એકાદ નાનું પુસ્તક લઇને તે વાંચ-વાથી કિંવા અધિકારની પ્રાપ્તિવિના **तत्त्वमसि** એ ઉપદેશવાક્ય સાંભળવાથી જો બ્રહ્મવિદ્ થઇ દુઃખોના પારને પામવાનું તથા પરમાનંદરૂપ થવાનું બલાત્કારે માની લેવાય તો તેનાથી વિશેષ ઉપહાસાસ્પદ બીજું શું છે? કાર્યની મહત્તાનુસાર તે તે કાર્યની સિદ્ધિઅર્થે તે તે કાર્યમાં પ્રવેશ કરનારની યોગ્યતા હોવી જોઇએ. તે તે રીતિની તેમનામાં યોગ્યતા હોય ત્યારે જ તે કાર્યમાં તે સારી રીતે નિપુણ થઇ શકે, અન્યથા થઇ શકે નહિ, માટે જ વેદાંતદર્શનના પ્રથમ સૂત્રમાં શ્રી વ્યાસભગવાને **अथातो ब्रह्मजिज्ञासा** (વિવેક, વૈરાગ્ય, શમાદિ ૭ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધન સંપાદન કર્યા પછી કર્મનું ફળ અનિત્ય ને જ્ઞાનનું ફળ નિત્ય છે, માટે બ્રહ્મને જાણવાની ઇચ્છા કરવી ) એમ કહ્યું છે.

વિદ્યાના બહુપણાને લઇને ગુરૂનું પણ બહુપણું સંભવેછે. જે માણસને જે વિદ્યામાં અભિરૂચી તે માણસ તે વિદ્યાના જાણનાર ગુરૂદ્વારા તે વિદ્યા સંપાદન કરેછે. આમછે તોપણ સામાન્યપણે અધિકારી મનુષ્યના ત્રણ જન્મ ને ત્રણ ગુરૂ સંભવેછે, તેમાં છેલ્લા ગુરૂ તે શ્રી સદ્‌ગુરૂ છે. મનુષ્યનો પ્રથમ જન્મ ભૌતિક શરીરવાળાં માબાપથી થાયછે, તે તેનો પહેલો જન્મ છે, તે જન્મપછી તેઓ તેનાં વ્યાવહારિકગુરૂ ગણાયછે, ઉદરનિર્વાહ કરવામાં સહાયભૂત થનારી સર્વ લૌકિકવિદ્યાના ગુરૂઓનો પણ આમાં જ સમાવેશ થાયછે. યોગ્ય વય થયે ત્રિવર્ણના પુત્રોને ઉપનયન સંસ્કાર ને શૂદ્રોને કંઠી આદિ બાંધવાનું કામ ને મંત્રોપદેશ કરવામાં આવે છે, તે તેનો બીજો જન્મ ગણાયછે. તે જન્મમાં મંત્રોપદેષ્ટા આચાર્ય તેના કર્મકાંડવિદ્યાના ગુરૂ ગણાય છે. ને શમદમાદિમાન્ પુરૂષને બ્રહ્મવિદ્યાનો બોધ કરવામાં આવે તે તેનો ત્રીજો જન્મ

ગણાયછે. આ જન્મમાં તે બ્રહ્મોપદેશ કરનાર આચાર્ય તેના શ્રીસદ્ગુરૂ ગણાયછે. મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

**मातुरग्रेऽधिजननंद्वितीयंमौंजिबंधने।**

**तृतीयंयज्ञदीक्षायांद्विजस्यश्रुतिचोदनात्।१६९।**

મનુસ્મૃતિ. અ. ૨ જો.

**ભાવાર્થઃ**—પોતાની માતાથકી થયેલો જે જન્મ તે દ્વિજનો પહેલો જન્મ જાણવો. ઉપનયનસંસ્કારથી થયેલો તે બીજો જન્મ જાણવો. ને જ્ઞાનયજ્ઞ કે યોગયજ્ઞની દીક્ષા લીધાથકી થયેલો તે ત્રીજો જન્મ એવું શ્રુતિનું પ્રમાણ છે.

શૂદ્રો ને શૂદ્રની અવસ્થાએ પહોંચેલા કેટલાક બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યો નાની વયમાં જ પોતાનાં બાળકોને નામધારક ગુરૂઓપાસેથી મંત્રોપદેશ અપા-

વી કંઠીઓ બંધાવેછે, કે જે વયમાં તેઓમાં મં-
ત્રને સ્મરણમાં રાખવાનું તથા તેનો અર્થ જાણવાનું
લેશ પણ સામર્થ્ય હોતુ નથી, તો તેનું માહાત્મ્ય
જાણવાનું સામર્થ્ય તો ક્યાંથી જ હોય? આમ
ઉપદેશનું પ્રહસન (ફાર્સ) કરીને જ અટકતા હોય ને
જિજ્ઞાસા થતાં યોગ્ય ગુરૂને શરણે જવાની યોગ્યતા
વિચારતા હોય વા એવા જિજ્ઞાસુજનોને તેમના તેવા
શુભ કાર્યમાં અનુમતિ આપતા હોય તો તેમનું
પ્રથમનું કાર્ય બહુ વાંધાભરેલું ન ગણાય. પણ
એવી અંધપરંપરામાં પડેલા મૂર્ખજનો તો એમ
સમજેછે, તથા અન્યને એમ સમજાવવાનો યત્ન
કરેછે કે "આપણે તો એક ગુરૂ કર્યાછે, તે હવે
બીજા ગુરૂ કેમ થાય?" "બે ગુરૂ કરીએ તો બે
બાપના થઇએ" "અન્યાશ્રયી થઇએ તો મહાપાપ
થાય" વિગેરે વિગેરે. અંધારી રાત્રે અરણ્યમાં કોઇ
દુઃખી માણસ મોટા અંધારા કૂવામાં પડ્યો હોય
તેનાપર દયા કરી તેને બહાર કાઢવાનો યત્ન નહિ

કરતાં તથા બીજી રીતે પણ સહાય નહિ થતાં નિ-
ર્દય થઇ તે કૂવાના મુખપર મોટો પત્થર ઢાંકી દઇ
તે બિચારાની બહાર નિકળવાની આશાને નિર્મૂળ
કરી નાંખવામાં જેટલું પાપ છે, તેટલું જ કિંવા
તેથી પણ વધારે પાપ ભવસાગરમાં પડેલા ને
ત્રિવિધ તાપથી પીડાતા જિજ્ઞાસુ જીવો પોતાનો
ઉદ્ધાર મેળવવા યત્ન કરે તેની આડે આવાં વિઘ્નો
નાખવામાં છે. શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરૂની પ્રાપ્તિ
પુણ્યવશાત્ થઈ જાય છતાં પણ પ્રમાદાદિને લીધે
શિષ્ય કૃતાર્થ ન થાય તો તેમાં શિષ્યનો જ દોષ
છે. જેને તેવા ગુરૂની પ્રાપ્તિ ન થઈ હોય તેણે તો
તેવા ગુરૂ શોધી ખોળી તેમનું શરણ ગ્રહણ કરી
કૃતાર્થ થવા યત્ન કરવો આવશ્યક છે. અજ્ઞાન
સ્થિતિમાં પોતાની મેળે કે બીજા અજ્ઞની પ્રેરણા-
દ્વારા આપણે અમુક એક અજ્ઞ શરીરમાં ગુરૂબુદ્ધિ
આરોપણ કરી પણ પછી સુસંસ્કારવશાત્ સ-
ત્સંગથી તે ભૂલ સમજાઈ તો તે શરીરમાંથી ગુ-

રબુદ્ધિનો ત્યાગ કરી અન્ય યોગ્ય શરીરમાં ગુરૂબુદ્ધિ સ્થાપન કરવામાં કાંઇપણ પાપ નથી, પણ ઉલટું પુણ્ય છે. માત્ર શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ એવા શ્રીસદ્‌ગુરૂમાંથી કામ, ક્રોધ કે લોભવશાત્ ગુરૂબુદ્ધિનો ત્યાગ કરવો તેમાં જ પાપ છે.

જીવોના હૃદયમાં રહેલી અવિદ્યાને નિઃશેષ નિર્મૂળ કરવાને તથા તેમના સંતાપોનો સમૂળ ઉચ્છેદ કરવાને સર્વદા ઉદ્યમી એવા સમર્થ ગુરૂ પૂર્વના મહાપુણ્યના પ્રતાપે જ સાધકને પ્રાપ્ત થાયછે. એવા ગુરૂ સાક્ષાત્ ઇશ્વરરૂપ જ છે. ચક્રવર્તિ રાજાથી માંડીને બ્રહ્માપર્યંત જે સો સો ગણું સુખ છે, તે સર્વ સુખ બ્રહ્મના એક લેશમાં જ રહ્યું છે. એમ શ્રુતિમાં કહ્યું છે. તે અપાર બ્રહ્માનંદનો અનુભવ પણ એવા આપ્તકામ ગુરૂ જ કરાવી શકેછે. એમના સંપૂર્ણ માહાત્મ્યને વર્ણવવા ભાષામાં શબ્દો નથી. એટલે સર્વ કૃતજ્ઞ શિષ્યો

પોતાની બુદ્ધિના સામર્થ્યાનુસાર વાગ્વિલાસ કરી અંતમાં **નેતિ નેતિ** કહી તેમના મહિમામાં જ વૃત્તિને વિરામ આપેછે.

પૂર્વોક્ત લક્ષણવાળા સર્વજ્ઞ ને સર્વ શક્તિમાન્ શ્રીસદ્દગુરૂને સંસારથી કાંઇક અંશે નિર્વેદ પામી તેમનું માહાત્મ્ય સમજી શરણે થયાપછી તે શિષ્યે શ્રીસદ્દગુરૂની તન, મન ને શક્તિઅનુસાર ઉચિત ધના-દિવડે શ્રદ્ધાભક્તિથી સેવા કરવી, તથા તેઓશ્રી તેના હિતાર્થે તેની પ્રકૃતિસ્થિતિઆદિનો વિચાર કરી તેના અધિકારાનુસાર તેને જે જે વિધિથી જે જે સાધન સિદ્ધ કરવાની આજ્ઞા કરે તે તે વિધિથી તે તે સાધન તેણે યત્નપૂર્વક સિદ્ધ કરવું જોઇએ. ભોગ-વાસના, પ્રમાદ, આલસ્ય, ખેદ ( કંટાળો ) ને સં-શયને આધીન નહિ થવું જોઇએ. ભોગવાસનાનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે. અવશ્ય કરવા-

યોગ્ય કર્મનું વિસ્મરણ કરી અન્ય કર્મમાં પ્રવૃત્તિ કરવી તે પ્રમાદ, શરીરમનના ભારેપણાને લઇને કર્તવ્યમાં અપ્રવૃત્તિ તે આલસ્ય, સ્વલ્પ કાળમાં સ્વલ્પ પ્રયત્ને કાર્યસિદ્ધિ નહિ દેખવાથી કર્તવ્ય-ભણી ઉદાસીનપણું તે ખેદ, ને શ્રીસદ્‌ગુરૂઉપદિષ્ટ માર્ગે ગમન કર્યાથકી શ્રેય થશે કે નહિ થાય આવો બંને કોટિને વિષય કરનારો વિચાર તે સંશય. આ ભોગવાસનાદિ પાંચે શ્રેયોમાર્ગના સાધકના પરમ શત્રુ છે, ને ઉત્સાહ, સાહસ, ધૈર્ય, વિવેક, દૃઢ નિશ્ચય ને વિપરીત મતિના માણસોના સંગનો ત્યાગ એ શ્રેયોમાર્ગના સાધકના પરમ મિત્ર છે. ગમે તે રીતે કરીને પણ હું મારૂં કર્તવ્ય અવશ્ય કરીશ આવી રીતની મનોવૃત્તિ તે ઉત્સાહ, કર્તવ્યમાં શિઘ્ર પ્રવૃત્તિ તે સાહસ, અભ્યાસ કરતાં છતાં શ-રીરાદિને કષ્ટ પ્રાપ્ત થાય તો પણ મન તથા ઇંદ્રિ

યાદિને વિકળ ન થવા દેવાનું સામર્થ્ય તે ધૈર્ય, માયા અને માયાનાં કાર્યોને અનિત્ય જાણવાં ને ચૈતન્યને નિત્ય જાણવું તે વિવેક, ને પ્રાણાંતે પણ આ કર્તવ્યમાંથી ચલાયમાન થવું નથી એવો આગ્રહ તે દૃઢ નિશ્ચય.

મુમુક્ષુજન પોતાના કર્તવ્યની પરિસમાપ્તિ કરવાની દૃઢ પ્રતિજ્ઞાવાળો થઈ ગુરૂએ ઉપદેશ કરેલે માર્ગે બદ્ધપરિકર થઈ ચાલવા માંડે તેમાં આરંભમાં તેને પ્રથમ કહેલ કામ નામનો મોટો શત્રુ પ્રમાદાદિને ઉપજાવી તેના કાર્યમાં વારંવાર વિઘ્નો નાખ્યાં કરેછે. અનાત્મવસ્તુમાં રાગ ઉપજે તે કામ કહેવાયછે. એ કામ જ મોક્ષેચ્છુનો પરમ શત્રુ છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ કહ્યું છે કેઃ—

**"काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**
**महाशनोमहापाप्माविद्ध्येनमिहवैरिणम् ॥"**

**ભાવાર્થ:**—પાપ( શ્યેનયાગાદિ કામ્યકર્મ અને પરસ્ત્રીગમનાદિ નિષિદ્ધકર્મ )માં બળાત્કારે પ્રવૃત્તિ કરાવનારો રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો કામ (ભોગોની તૃષ્ણા ) છે. એ કામ જ પાછો પોતાની સિદ્ધિમાં કોઈ વિઘ્ન કરે તો ક્રોધરૂપે પરિણામ પામેછે. એ કામ મોટો આહાર કરનાર છે, એ-ટલે આખી પૃથ્વીપરનાં અન્નો, પશુઓ, સુવર્ણ તથા સુંદર સ્ત્રિયો મળે તો પણ તે તૃપ્ત થતો નથી, અધિકની જ ઇચ્છા કરેછે. વળી એ કામ સરળ સ્વભાવવાળો નથી, પણ અત્યંત ઉગ્રસ્વભા-વવાળો છે. માટે હે અર્જુન ! આ સંસારમાં તુ આ કામને જ શત્રુરૂપ જાણ.

આ કામ ઇંદ્રિયો, મન ને બુદ્ધિમાં રહી સાધકને મોહ પમાડી કર્તવ્યમાંથી ચલાયમાન કરવા નિ-રંતર ઉદ્યમી રહે છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ

નીચેના શ્લોકથી એમ જ કહ્યું છે:—

"इंद्रियाणिमनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहत्येषज्ञानमावृत्यदेहिनम् ॥"

**ભાવાર્થ:**—કાન, આંખ, નાક, જિભ ને ચામડી એ પાંચ જ્ઞાનેંદ્રિયો, ને હાથ, પગ, વાણી, ગુદા ને લિંગ એ પાંચ કર્મેંદ્રિયો, તથા સંકલ્પ-વિકલ્પરૂપ મન ને નિશ્ચયરૂપ બુદ્ધિ એ ત્રણ આ કામનાં રહેવાનાં સ્થાન કહેવાયછે. એ ત્રણેથી આ કામ આ વિવેકજ્ઞાનને ઢાંકીને દેહમાં અભિમાન રાખનાર પુરૂષને નાનાપ્રકારનો મોહ પમાડેછે.

કાન નાનાપ્રકારના રાગદ્વેષવાળા શબ્દ શ્રવણથી વૃત્તિને મોહિત કે તપિત કરી તેને જ્ઞાનાકારે પરિણામ પામતાં અટકાવેછે. આંખ નાના પ્રકારનાં રાગદ્વેષવાળાં રૂપદર્શનથી વૃત્તિને મોહિત

કે તપિત કરી તેને સ્વરૂપમાંથી ચ્યુત કરેછે. નાક નાનાપ્રકારની સુગંધ દુર્ગંધથી વૃત્તિને મોહિત કે તપિત કરી તેને આત્મસ્વરૂપથી વિમુખ કરેછે. જિહ્વા નાના પ્રકારના રાગદ્વેષવાળા સ્વાદથી વૃત્તિને મોહિત કે તપિત કરી તેને આત્મસ્વરૂપમાં વિરામ પામતાં અટકાવેછે. ને ત્વચા પણ અનંત પ્રકારના રાગદ્વેષવાળા સ્પર્શથી વૃત્તિને મોહિત કે તપિત કરી તેને સ્વસ્વરૂપમાં સ્થિરતા પામવા દેતી નથી. એ પ્રમાણે કર્મેંદ્રિયો તથા મનબુદ્ધિ પણ પોતપોતાના અનંત પ્રકારના રાગદ્વેષવાળા વિષયોથી વૃત્તિને મોહિત કે તપિત કરી તેની સ્થિરતાને હણેછે. વૃત્તિનું ચાંચલ્ય એ સ્વરૂપસુખનું મહાન્ વિરોધિ છે, ને તે ચાંચલ્યમાં એ બાર સ્થાનોમાં રહેલો કામ એ મુખ્ય હેતુ છે. ઇંદ્રિયોનો જય કરવાથી એ કામનો જય કરી શકાયછે, માટે

ામનો નિ:શેષ નાશ કરવા માટે પ્ર-
ા સારી રીતે જય કરવો. શ્રીભગવાન્
કે:—

## ્મિંद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
## ्जहिह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

ર્થ:—જેમ ચોર, વ્યાઘ્ર, સિંહ ને સ-
કાર કરનાર પ્રાણિઓનાં સ્થાનોને યથાર્થ
ા સ્થાનોને આધીન કરી પછી તેમાં રહેલા
ાદિનો મનુષ્યો નાશ કરેછે, તેમ કામનો
કર્યા પહેલાં તેના અધિષ્ઠાન (રહેવાનાં સ્થા-
મુખ્ય એવી ઇંદ્રિયોને જિતી તે કામનો નાશ
ઇંદ્રિયો વશ થશે તો મન તથા બુદ્ધિ પણ
વશ થઇ જશે; કેમકે હાથપગ વગરનાં
ી શું કરી શકશે? અર્થાત્ તેઓ પોતાની
ગ નવા રાગદ્વેષના સંસ્કાર નહિ ગ્રહણ કરી

શકે, ને જૂના હશે તે ગુરૂઉપદિષ્ટ
ઓઠારા દૂર થઇ જશે. એ પ્રમાણે
મૂળભૂત તથા જ્ઞાન અને વિજ્ઞાન એ
શ કરનાર છે, માટે એ અવશ્ય હણ.

પૂર્વોક્ત રીતે જે અધિકારી શીષ્ય
ગ્રહણ કરી ઇંદ્રિયાદિને નિયમમાં રાખી
ક્તિપૂર્વક ગુરૂએ ઉપદેશ કરેલાં સાધનો
કરવામાં સર્વદા તત્પર રહેછે. તે સ્વકર્
કર્તવ્યના અવધિને પામી કૃતાર્થ થાયછે.
ખું મેળવવાનો એ જ રાજમાર્ગ છે, અને
માટે જે માણસ પ્રારબ્ધને પામવાને તથ
વ્યને જાણવા ઇચ્છતો હોય તેણે કર્તવ્યન
પામવા એજ માર્ગનું સંદેહરહિતપણે અનુસ
રવું. એજ આદેશ, એજ ઉપદેશ.

॥ इति शिवम् ॥